## o 'નિસ્યંદન' વિશે

o મૂલતઃ ગુજરાતી કવિતાને વરેલું 'નિસ્યંદન' અન્ય ભાષાની કવિતા તેમ જ અન્ય કળાઓને પણ સ્પર્શવા ધારે છે.

o લવાજમ : આપનો ઉમળકો અને આપની કાવ્યનિષ્ઠા

o 'નિસ્યંદન' આપના ઈ-મેઇલ આઇ.ડી. પર નિયમિત મેળવવા આટલું કરો :
અમારી વેબસાઇટ http://yogish.co.in પર જઈ 'નિસ્યંદન' નામક વિભાગમાં સાઇડબારમાં મૂકેલ 'નામાંકન પત્ર'માં વિગત ભરી submit કરો.
અથવા
https://docs.google.com/spreadsheet/embeddedform?formkey=dHRQTnYzLVI4YWZmNHpXVF9VS3R4cnc6MQ
કડી પર Ctrl+Click કરો. ખૂલેલા ફોર્મમાં વિગત ભરી **submit** કરો.

o આપના સાહિત્યકાર મિત્રો તેમજ કાવ્યરસિક મિત્રોને 'નિસ્યંદન'ના નામાંકન માટે પ્રેરી 'નિસ્યંદન'ના પ્રસાર માટે મદદરૂપ થવા વિનંતી.

## o 'નિસ્યંદન' માટે આવકાર્ય છે

o અપ્રગટ મૌલિક કાવ્યરચનાઓ તથા કાવ્યાનુવાદ / મીમાંસા.
કૃતિ સાથે સાહિત્યકારે પોતાનો ફોટોગ્રાફ પણ જોડવો.

o *અપ્રગટ રચનાઓ જ મોકલશો. બ્લોગ / વેબસાઇટ પર મૂકાયેલી પ્રગટ રચનાઓ મોકલવી નહીં.*

o આપની આસપાસ / સંસ્થામાં બનતી સાહિત્યિક ઘટનાઓના સમાચાર/ લઘુવૃત્તાંત ( ફોટોગ્રાફ તથા વીડિયો ક્લિપિંગ પણ મોકલી શકો. )

o આપના અંગત સંગ્રહમાંથી કાવ્યપઠનની ઑડિયો/વીડિયો ક્લિપિંગ.

o પુસ્તક-પરિચય માટે પુસ્તકની એક નકલ.

o *'નિસ્યંદન'માં પ્રગટ થતા વિચારોની જવાબદારી જે તે કવિ / લેખકની રહે છે.*

o કૃતિના સ્વીકાર / અસ્વીકારનો નિર્ણય એક માસમાં લઈ લેવાય છે.

## o અમને મળવાનાં ઠામ-ઠેકાણાં :


o ટપાલ દ્વારા - યોગેશ વૈદ્ય, 'હૃદય કુંજ', યોગેશ્વર સોસાયટી, ૬૦ ફૂટ રોડ, વેરાવળ - ૩૬૨ ૨૬૫ (ગુજરાત) ભારત.

o ઈ-મેઇલ દ્વારા - mryogi62@gmail.com

o વેબસાઇટ - http://yogish.co.in

o બ્લોગ - http://yogesh-vaidya.blogspot.com

o ફેઇસબુક પેઇજ https://www.facebook.com/Nisyandan





**પરામર્શક**
જનક દવે
સાહિલ
શશિકાંત ભટ્ટ 'શૈશવ'
જિતુ પુરોહિત

*

**આ અંકના ફોટો-કલાકાર**
બિનોય ગોગોઈ
(Binoy Gogoi)

*

**પરિકલ્પના અને સજાવટ**
યોગેશ વૈદ્ય

*

**પ્રૂફરીડિંગ**
જિતુ ત્રિવેદી

*

**ટેકનિકલ સહયોગ**
ગુંજા વૈદ્ય મંદાર દવે




# અનુક્રમ

( પૃષ્ઠ નંબર પર ક્લિક કરો અને સીધા ઇચ્છિત પૃષ્ઠ પર પહોંચો, પૃષ્ઠના તળિયે મૂકેલ સંજ્ઞા ⮌ પર ક્લિક કરી અનુક્રમ પર પરત આવો )

## O બદલાઈ રહેલાં વલણોની વચ્ચે...



સંપાદકીય લખવા બેઠો છું અને મને ભગવતીકુમાર શર્માની નવલકથા 'ઊર્ધ્વમૂલ'માં આવતી એક ઉક્તિ યાદ આવી રહી છે : " અર્થશૂન્ય વૈભવ કરતાં અર્થપૂર્ણ પીડા સારી...". આપણી સાહિત્યિક પ્રવૃત્તિઓ ઉપર પાછલાં કેટલાંક વરસોમાં ચળકતા પ્લાઝમા-કણોનું એક વાદળ છવાઈ ગયું છે.

થોકબંધ કાવ્યસંગ્રહો ( મોટાભાગે ગઝલસંગ્રહો ) પ્રગટ થઈ રહ્યા છે. તેના એકથી વધારે વખત લોકાર્પણો યોજાઈ રહ્યાં છે. તેની નિમંત્રણવ્યવસ્થાથી લઈને સભાખંડની સ્ટેજ-સજાવટ, અરે! પૂરેપૂરા આયોજન પાછળ કોઈ વ્યાપારી આયોજનને ટક્કર મારી દે તેવી કુશળતા કામે લાગી છે. લગભગ દર અઠવાડિયે એક-બે સાહિત્યિક કાર્યક્રમ યોજાઈ રહ્યા છે. અને છતાંય, તેના શ્રોતાઓ દિવસે દિવસે ઘટી રહ્યા છે. અમદાવાદ કે મુંબાઈ જેવાં મહાનગરો માટે ૨૦૦ અને એથી નાનાં શહેરો માટે ૧૦૦ થી ૫૦ની સંખ્યા થાય તેને કાર્યક્રમની સફળતા ગણાવાઈ રહી છે. અને એથી નાનાં ગામોમાં તો આવા કાર્યક્રમો યોજાઈ જાય તે જ તેની સફળતા.

ખરાં વિવેચનો કરવાવાળા અને તેને વાંચવાવાળા દિવસે ન ઘટે તેટલાં રાતે ઘટી રહ્યા છે. વિવેચન એ જાણે 'લુપ્ત થતી કળા' બની ગઈ હોય ! એક સમય હતો જ્યારે વિવેચકોની લેખકો પર, કવિઓ પર આણ વરતાતી હતી. પુસ્તક-સમીક્ષા માટે તો એક સુવાંગ સામયિક હતું : 'ગ્રંથ' નામનું. હવે વાડકીવ્યવહાર સમા ઉપલક અવલોકનના છબછબિયાંને વિવેચન તરીકે ખપાવાઈ રહ્યાં હોય તેવું જણાય છે. સ્વાધ્યાય કરનારા અને ખેવનાના માણસોની સંખ્યા હવે પાંખી થઈ રહી છે.

અકાદમી અને પરિષદના ઝગડા વચ્ચે થોડી સમાંતર સંસ્થાઓ 'લિટ-ફેસ્ટ'નાં રૂપકડાં આયોજનો લઈને હમણાં હમણાં મહનગરોના પડ ગજાવતી થઈ છે. આયોજકોના વ્યવહારુ અભિગમ અને વ્યાવસાયિક સૂઝબૂઝના પરિપાક રૂપે આવાં આયોજનોમાં ભાગ લેનારાંઓની ખાસી મોટી મેદની ઊમટતી જોવા મળી રહી છે. કવિતા અહીં જાણે પર્સનાલિટિ સ્ટેટમેન્ટ થઈને મહાલતી જોવા મળે છે. મંચ પરના સાહિત્યકારોની નામાવલીઓ મોટાભાગે આવાં આયોજનો પરત્વે શ્રદ્ધા જગાડે તેવી હોય છે. લાગે છે કે આવનારા દિવસોમાં આવાં આયોજનોની સંખ્યામાં ખાસો વધારો થતો જોવા મળશે.

ફેઇસબૂક અને વૉટસએપ પર મુકાતી જથાબંધ સાહિત્યિક સામગ્રીને જોતાં આ સમૂહમાધ્યમો એક સમાંતર પ્રકાશનવ્યવસ્થા બનવા તરફ આગળ વધી રહ્યાં હોય તેવો ભાસ થઈ રહ્યો છે. આ નવાં માધ્યમ ખરેખર ગંભીર માધ્યમ બની શકશે કે નહીં તે તો તેની માધ્યમગત શક્યતાઓ, તેના પર રજૂ થતા પદાર્થનું વાસ્તવિક મૂલ્ય અને મોટાભાગે તો તેને વાપરનારાઓના મનસૂબા અને શિસ્ત નક્કી કરશે. હાલ તો તેણે છાંટેલી પહેલવારકી ભૂરકી ઊતરે તેની રાહ જોવી રહી. જોકે સાહિત્યિક વેબસાઈટો ખરા અર્થમાં ભાષાઓના અને દેશાવરોના સીમાડાઓ ભૂંસી રહી છે તે પણ સુખદ હકીકત છે.

આપણાં છાપાંઓમાં કોલમ રૂપે છપાતાં લખાણો સફળતાપૂર્વક સાહિત્ય તરીકે ખપાવાઈ રહ્યાં છે. તેનાં સંપુટો પ્રકાશિત થઈ રહ્યાં છે અને પુરસ્કૃત પણ થઈ રહ્યાં છે. જાણે 'કૉલમ' નામનો એક નવો સાહિત્યપ્રકાર ઉદય પામ્યો છે. છાપાંઓની વ્યાપક પ્રસિદ્ધિએ અને વ્યાપારી ઝાકઝમાળે સાચા સર્જનાત્મક ગદ્યને હાંસિયામાં ધકેલી દીધું છે. પોતાની સર્જનાત્મકતા માટે પંકાયેલા સાહિત્યકારો પણ માંગના નિયમોને અનુસરતી કૉલમો લખી રહ્યા છે.

આપણા સાહિત્ય માટે અપાતા પુરસ્કારોની સંખ્યામાં અચાનાક જ અસાધારાણ ઉછાળો આવ્યો છે. આ પુરસ્કારોનાં પસંદગીનાં ધોરણો, તેને ચાલુ કરવા પાછળના હેતુઓ અને તેની સાથે સંકળાયેલા વિવાદોને અને વાડાઓને અવગણી શકીએ તો આ ખૂબ જ આવકારદાયક ઘટના છે, આનંદની વાત છે.

આ કેટલીક  એવી બાબતો છે જેનો અછડતો ઉલ્લેખ કરવો જરૂરી લાગ્યો. હકીકત તો એ છે કે વ્યાપારીકરણ એ આ યુગનું ચાલકબળ બની ગયું છે. જ્યારે દરેક પદાર્થનું, દરેક વ્યવહારનું જાણ્યેઅજાણ્યે વ્યપારીકરણ થઈ રહ્યું હોય ત્યારે સાહિત્યકારો અને તેમની સાહિત્યિક પ્રવૃત્તિઓને આ વ્યાપારીકરણથી વેગળી કલ્પીએ તો એ આપણી અવ્યાવહારિકતા ગણાવાશે. કવિતા સમેત સર્વે કળાઓ પર ઉપભોગતાવાદના સ્પષ્ટ ઓછાયા પડેલા જણાય છે. જાણે અદશ્ય બજારગત નિયમો તેનું સર્જન, સંવર્ધન અને નિયમન કરી રહ્યા છે. અહીં કવિતાના કલાગત સૌંદર્ય કરતાં વધુ મહત્વનાં છે તેની માંગ, તેનું માર્કેટિંગ તેનું પૅકેજિંગ. અહીં વ્યક્તિઓની સ્થાપના થઈ રહી છે;  તેમનાં સર્જનોની નહીં. અને આવું કરતાં ઘણી વખત તો કવિને તેની કવિતા કરતાં પણ મોટો ચીતરવામાં આવી રહ્યો છે. સર્જનાત્મકતાને અવગણીને પણ સર્જકના વ્યક્તિત્વમાં રહેલું પેલું એક્સ-ફૅક્ટર પોંખાઈ રહ્યું છે. અહીં સાક્ષર કે સાહિત્યકાર નહીં, સેલિબ્રિટિ બનવા તરફની હોડ લાગી છે.  આવું આ પહેલાં પણ બનતું જ હતું પણ તે ક્યારેય આટલું વ્યાપક નહોતું.

કદાચ આ એક સંક્રાંતિકાળ છે. બદલાવ છે વલણનો, જેમાં એક મૂલ્યવ્યવસ્થા બીજી મૂલ્યવ્યવસ્થાનું સ્થાન લઈ રહી હોય. અહીં ઊજળું દેખાતું બધું દૂધ નથી તો; કાળા એટલા કોલસા પણ નથી. બની રહેલું બધું જ વખોડવા લાયક છે તેવું નથી. પણ જે કંઈ બની રહ્યું  છે તે ખરેખર વિચારણીય છે અને આપણે જ સ્વીકારેલી રમતના નિયમોને અનુસરી રહ્યું છે. મોટાભાગનાઓને આ બાબતે કોઈ ફરિયાદ પણ નથી. પીડા એ લોકોને છે જે લોકો આ બદલાઈ રહેલાં વલણોમાં પોતાને ગોઠવી નથી શકતા. તેમની મૂલ્યવ્યવસ્થાને ઠેસ પહોંચી રહી છે, છતાં પણ તેઓ વિરોધનો એક હરફ સુધ્ધાં નથી ઉચ્ચારતા. તેઓ જાણે પોતાની સર્જકચેતનાના દીવા તળે બેઠા છે – પોતીકાં મૂલ્યોને ગળે વળગાડતાં અને  દીવાની વાટ સંકોરતા રહેતા.  બદલાતાં વલણોથી પોતાને અલિપ્ત રાખી શકેલા આવા સાહિત્યકારો પણ નાની સંખ્યામાં નથી. પણ હા! તેઓ બોલકા નથી.

**૦ યોગેશ વૈદ્ય** **તારીખઃ ૩૧. ૧૨. ૨૦૧૬**



## આ બાજુ...



ઝીણું ઝીણું  જીવે ને ઝૂરે જાજું
ભલી ઝણ રે મળી છે આ બાજુ !

એવા કેવા ખૂંખાર તપે મણકા
પડી વેઢલામાં ફળફળતી દાજું  !

આ તો ઉઘાડા ઉઘાડા પહોંચવું
પગ્ગ ફરફોલા પથ રે તરાજુ  !

અડે બાજુ રે બંધમાંથી સૌરભ
એવા  બાજોઠડે  હું  બિરાજું  !

થયા ઘરમાં સપરમા ઉજાસ રે
હો જી વગડે છે વાસણ ને વાજું  !

ઊડે ઊડે વહાલાના ગુલાલ રે
દેન કોની કે જાય સમું સાજું !

**લલિત ત્રિવેદી**





## ઋષિ !

અજીબ લય છે, લડખડી અને લખું છું, ઋષિ !
તમારા પ્યાલામાંથી પી અને લખું છું, ઋષિ  !

હું  તમસા  કાંઠે   નહીં, પાણિયારે બેઠો છું ...
કલમ હું ઘરમાં ઝબોળી અને લખું છું, ઋષિ  !

ચહક  ન  પંખીઓની  ના  પરોઢી અજવાળું
તુમુલ સ્યાહીમાં રહી રહી અને લખું છું, ઋષિ  !

વિકટ  અખૂટ  અંધારું  જ  યજ્ઞ  છે  મારો
વિરાટ   રાત   પેટાવી અને લખું છું, ઋષિ  !

લુહાણ  ધૂંધળા  ડામરમાં  શબ્દ શોધું છું ...
ધુમાડો  પેનમાં   રેડી અને લખું છું. ઋષિ  !

કરું જો  વાત ખુશ્બૂની તો ખુશ્બૂમાં  જ કરું
ઉમંગ કળીઓનો લાવી અને લખું છું, ઋષિ !

**લલિત ત્રિવેદી**

## ખૈરિયતમાં

લૈ પીર ખૈરિયતમાં
બેઠો છું ઇબાદતમાં!

મશગૂલ છું, હે સંતો...
ઘર સરખી ઇબારતમાં !

હું યાને સુક્કું તરણું ...
ઝંઝાની હિફાઝતમાં !

આળેખવી છે ઓળખ ...
આ ધોળી રિયાસતમાં !

મસ્તક નહીં, હે મૈયા...
ઘરવટ મૂકું છું સતમાં !

તારી ગલી જડી છે ...
એક જૂની અદાવતમાં !

ચહેરો જ નામુકર છે ...
દર્પણની અદાલતમાં !

ખામોશ થૈ ગયો છું ...
કહેવું છે નજાકતમાં !

**લલિત ત્રિવેદી**



## પગ

કાયમ થાતું, સાવ નકામાં ખાલે વળગ્યાં ખોલાં છે
ઠેશું વાગી તો સમજાણું નખ તો બહુ અણમોલા છે

મારા ઘરમાં આવી ગ્યા છે તો પણ થરથર કાંપે છે
મારા પગ છે કે બિલ્લીના મુખથી છટક્યા હોલા છે

સૂતેલા માલિકની પાસે જઈ લારીએ પૂછ્યું 'તું
ગાલ ઉપર આ શું ઢોળાણું, આ શેના હડદોલા છે ?

એને લીધે થોડાં ઓછાં પાપ થયાં છે સાંજ લગી
સારું છે કે પગનાં તળિયાં, વચ્ચે થોડાં પોલાં છે

જો સામે આ ઝાડ ઊભું છે એને થોડા પડવાના ?
પગ પામ્યા છો, વહન મળ્યું છે; તેથી આ ફરફોલા છે

**સ્નેહી પરમાર**



## ઢેફું છે

વર્ષોથી એ ઝાડની માથે એકે ફળ ના બેઠું છે
વર્ષોથી એ ઝાડની નીચે રાંદલમાંનું દેરું છે

આવ્યું ત્યારથી દુનિયામાં એ ઊભડક ઊભડક બેઠું છે
મન જાણે કે કોઈ અજાણ્યા નેસે બાંધ્યું ઘેટું છે

એણે પોતાના ખેતરમાં જઈને સરખું જોવાનું
જેને જેને લાગે છે કે મારું ખેતર રેઢું છે

એણે દીધી છે ઠીક કરવા પોતાની ઘડિયાળ કશે
લેવા તો આવ્યું 'તું મૃત્યુ, બોલ્યું આ તો વ્હેલું છે

અંતે કહેશે તારામાં ઊગવા લીધો 'તો જન્મ અમે
ધીરજ ધરજે શરૂશરૂમાં કહેશે કે તું ઢેફું છે

**સ્નેહી પરમાર**

## કવિતા



એક કાચંડો
બપોરના સમયે દરમાંથી
હળવેથી બહાર નીકળી
તેની ખાસ્સી લાંબી, પીળી ગરદન ચોતરફ
ફેરવી કશા પેંતરા વિચારતો હોય છે
એ જોતાં મને થાય છે કે
ગલોલમાં એક રંગીન લખોટી લઈને
એવું નિશાન તાકું કે તેના રામ રમી જાય
લખોટી કઈ તરફથી આવી તેનો
તેને અંદાજ પણ આવે
તે ત્રણ/ચાર ફૂટ દૂર જઈ પડ્યો હોય
ચારે પગ ફેલાવી આકાશને તાકતો
થોડું તડપતો રહે ને છેવટે .....

એ વાત અલગ છે કે
મારી આંખો હવે બરાબર કામ કરતી નથી,
મારા હાથ પણ સ્થિર રહેતા નથી, ને
મારી પાસે હવે એકાદ ગલોલ પણ રહી નથી.
હું રોજ
કાચંડાને જોઈ નવી નવી રીતે
મારી કવિતાને આમ મઠારતો રહું છું

**ભરત ત્રિવેદી**





## રેશમા જવાં હો ગઈ !

કોઈ કહે કે
તમારી કવિતા તો જામે છે
ત્યારે મને ફાળ પડે છે કે
નક્કી આજે તે નખરાળીએ
મંદિર જતા કોઈ અભાગિયાને
સારો એવો ઉલ્લુ બનાવ્યો હશે !

મારી કવિતા જેટલી સીધી લાગે છે
એવી સીધી જરા પણ નથી
મંદિર સુધી તે તમારો પીછો કરશે
તમારાં પગરખાં બદલી નાખશે,
ભોળી થઈને બે હાથે પ્રસાદ માગશે
વાતોડિયણ તો એવી કે બહેરાના
પણ કાન પકવી દે
હા, એક વાત તેના વિષે કહી શકાય કે
તે પાણી કહે ત્યાં કાદવ પણ જોવા ના મળે
પણ તમે કહો કે
તમારી કવિતા તો જામે છે તો
તે દોડતી
ઘરનાં બારણાં પાછળ સંતાઈ
બે હાથે ચહેરો સંતાડી દેશે શરમની મારી !

**ભરત ત્રિવેદી**

## ઍક્વેરિયમ

એક કાળી બિલાડી
મારી અગાસીની પાળી પર
આવીને બેઠી છે
ક્યારની જોયા કરે છે
મારા પલંગ પાસેની દીવાલ પર
લટકતા કેલેન્ડર પરનું ઍક્વેરિયમ
અને તેની ભીતર
એક સોનેરી માછલીની ઉઘાડી આંખો
કદાચ એમ બને કે
મારી આંખ મીંચાતાં જ
બિલાડી તરાપ મારી
ઍક્વેરિયમ પર ટૂટી પડે
પોતાના તીણા નખ – દાંત ભેરવી
તેને ફંગોળી નાખે
હું સફાળો જાગી જાઉં ત્યારે
બિલાડી પલાયન થઈ જાય,
ને મારા કમરાની
ચળકતી ફર્શ પર
પેલી માછલી તરફડતી હોય !

ભરત ત્રિવેદી





## મીરાં મને માફ કરજે

અબકી બાર
મારાથી મેવાડ નહીં જ અવાય
જો,
હું ખૂબ રઝળ્યો ગામે ગામ
ગલી ગલી, નવી નવી, વળી વળી
કેરી લેવા ગયો ને
બધે બોરડીઓ જ સામે મળી !
હું તો
લાલ ચણી બોરનો વ્યાપારી
ખાંસી ખાતો ચીર પ્રવાસી
આ પગને પડેલાં છાલાં
રુઝાવા આવ્યાં છે હવે તો
પગરખાં ખરીદવા પૈસા જ બચ્યા નથી
કોઈ ધીરે તેમ પણ નથી !
બસ સ્ટૅન્ડ પર
ક્યારેય ના આવનારી બસની વાટ જોતાં
ખરીદેલાં સસ્તાં મેગેઝિન પાછળ
મારી પૂરી જાયદાદ વેડફાઈ ગઈ છે !
મુસાફરી તો કરવી છે
કોઈ ખભો આપે તો વાત બને !
અબ તો યહ આદત બન ચૂકી હૈ !

ભરત ત્રિવેદી

## હું તો રસ્તે રઝળતી વારતા

મેં એક કવિતા કરી
તેને ખૂબ શણગારી
ખાસ્સો ખર્ચ કરીને ફેશિયલ પણ કરાવ્યો
વૉલ પર ખભો ટેકવીને
બપોર સુધી રાહ જોયા કરી
કોઈ મુરતિયાની
આખરે એક આવ્યો
પણ 'લાઇક' કહીને એવો તો ભાગ્યો
કોલાબા રોડ પર
ઉઘાડાં બારણાં રાખીને બેઠેલી
કોઈ બાઈના ઘરમાં
નકામો રેશમી પર્દો હટાવી
લાગલો જ ઘૂસી ગયો !

હું હવે મારી કવિતાને
સમજાવું છું કે જેને જે કરવું હોય તે ભલે કરે
આપણાથી કોલાબા તો મુવ ના જ થઈ જવાય, બેટા.

### ભરત ત્રિવેદી







## વળાવી બા આવી

ત્રણ કારના ગરાજમાં
હવે એકેય કાર રહી નથી
મોટો, તક મળતાં
કેલિફોર્નિયા ઊપડી ગયો, ને
નાનાને ખોટા ચેક લખવાની
આદત પડી જતાં
બે વર્ષથી જેલમાં છે
દીકરી નર્સનું ભણીને
એક ઘરડા-ઘરમાં કામે લાગી છે
બોલાવ્યા કરે છે કે
ઘરને સમેટી લઈને
હવે તમે બન્ને અહીં રહેવા આવી જાવ
તો સારું
ડોસી વિચારે
આ ડોસો પણ હવે સિત્તેરનો થયો
આમ ક્યાં સુધી ઉધરસ ખાતો રહેશે !
બપોર આખી તે
ટીવી જોવામાં પસાર કરે છે, ને
મનિગ્રામ ની જાહેરાતમાં
દીકરો નવા ટીવી માટે જે ઝડપથી
પૈસા મોકલતો હોય છે તે જોઈ હરખાતી
બે હાથે તાળી દેતી
કમરામાં ત્રણ તાળી ગરબા લેતી હોય છે !
ઉઘાડી બારીઓને
તો આ બધું હવે રોજનું થઈ ગયું છે !

### ભરત ત્રિવેદી

## એક કાવ્ય

મારી બીજઅવસ્થામાં જ  કોઈ મને દૂર કરાવી દે એ પહેલાં
મેં મારાં મૂળિયાં ગર્ભાશયમાં ઊંડે ખૂંપાવી દીધેલાં.
દવાના હાઇ ડોઝ કે જડીબુટ્ટીઓને તો હું ગાંઠી જ નહિ.
ને પૂરા નવ માસે તંદુરસ્ત તન અને મન સાથે જન્મ લીધો  મેં.

અવહેલના અને તિરસ્કારે
મારા વ્યક્તિવિકાસ માટે ખાતરની ગરજ સારી.
ઉદાહરણરૂપ જીવી
એક બળૂકી સ્ત્રી તરીકે

કેટલાય કહેવાતા પુરુષો મારી સામે હૈયું ખોલી બેઠા છે
એનો હિસાબ આપું તો કોઈ પણ ચકરી ખાઈ બેસે !
ખુદની એક જ નબળાઈ સામે હારી જતા બાયલાઓને
સમારંભોમાં મહિલા પર કટાક્ષો  કરતા જોયા છે મેં.
આજે
આખી જિંદગી લડતાં લડતાં
જીવનના આ અંત સમયે નિર્ભિક ઊભી છું.
અને
અનેક કહેવાતા પુરુષો
મારી પ્રશસ્તિમાં રત છે..
એમના ભેદ ખૂલી જવાનો ડર છુપાવતાં....

**નેહા પુરોહિત**



## પ્રશ્ન



મા ધૂંધવાઈને કહેતી
"તું પ્રશ્નો બહુ પૂછે છે "
એ સાચી  હતી.
અને એય સાચું કે-
એની પાસે મારા દરેક પ્રશ્નના જવાબ હતા.

હું મોટી થઈ
એટલી મોટી કે
મોસાળ જઈને મારા પાનેતરની ખરીદી કરવાનો સમય આવી ગયો !
મેં પૂછ્યું -
પાનેતરનો રંગ સફેદ જ કેમ?
માએ સમજાવ્યું;
સફેદ રંગમાં છે સાત રંગોનું સમાંગ મિશ્રણ,
જેમ તારામાં સાત ગુણો રહેલા છે, એનું પ્રતીક છે આ પાનેતર ..
એટલે સફેદ હોય !
મને જવાબથી સંતોષ થયો..
લગ્નની વિધિ દરમિયાન મને લાલચટ્ટક ઘરચોળું ઓઢાડવામાં આવ્યું,
મેં મા સામે પ્રશ્નસૂચક દૃષ્ટિ કરી....
માની આંખોમાં કૈંક ઝબક્યું..
અને વિલાઈ ગયું..

મારા નવા જીવનને મેં ઉષ્માભેર આવકાર્યું.
બહુ જલદી જ મને સમજાઈ ગયું કે
અહીં મારા સાત નહીં,  એક જ રંગની જરૂર છે..
રાતા રંગની !
અવહેલનાની રાતીચોળ જ્વાળાઓ વચ્ચે
મારો શ્વેત રંગ તો સાવ ઢંકાઈ ગયો..

હવે હું મારી માને પ્રશ્ન પૂછીને મૂંઝવતી નથી કે -
"પાનેતર પર ઓઢાડવામા આવતું ઘરચોળુ રાતા રંગનું જ કેમ?"

મા આ પ્રશ્નનો જવાબ નહીં જ આપે.
માએ તો વર્ષો પહેલાં જ ઓઢી લીધું છે આવું ઘરચોળું
રાતા રંગનું !

**નેહા પુરોહિત**

## માલિકની મહેર



હું નઘરોળ કરાવું ચિંતા
અમથી આઠે પહોર
ગૂંચવીને વળી ભૂલી બેસું
હું મારામાં ગુલતાન
માલિક મારો હુશિયાર...

અણખૂટ ગામગપાટા ઊભા
અણઘડ વાતવતેસર
વાત પછી વાતપડ ઊખળે
દાટે એમ દટંતર
માલિક મારો હુશિયાર...

જાળવનારો કેવો જબરો
એની લેશ ન જાણ
જળમાં ડૂબતી કીડી ઊંચકે
લે પળમાં એમ બહાર
માલિક મારો હુશિયાર...

**રમણીક અગ્રાવત**



આ શરીરની સંકડાશમાંય કેટકેટલું ભર્યું છે. ક્યારેક સુખનાં આકાશમાં વિહરતું શરીર અવનવાં મુગ્ધકર રૂપો નિહાળી નિહાળી આનંદવિભોર થઈ રહે. ક્યારેક દુઃખની ખરબચડી ભોંય પર આળોટતાં આળોટતાં પીડાકારી રૂપોની જાળમાં તરફડતું કશાક આધારની ઝંખનામાં આમતેમ ઝાવાં મારે. શરીરમાં મન નામની એક અફલાતૂન બારી છે, જે એક જ ભોંય પર ઊભા રાખીનેય અવનવાં દર્શન કરાવી દે છે. શરીરમાં મન નામનું એક અજાયબ ભોંયરું છે, જે ઘડીમાં આ છેડેથી પોતાનામાં ઉતારી સામે છેડેના વાસ્તવમાં પલકમાં પહોંચાડી દે છે. શરીરને એક રીતે માંડ સમજી રહો ત્યાં એના કોઈ જુદા જ સ્વરૂપનો ઉઘાડ સામે આવીને ખડો રહી જાય!

કશી સૂઝસમજ વિના મોટા ભાગે રસ્તો કપાતો હોય છે, જાણે રસ્તો લઈ જાય ત્યાં જ જવાનું છે એમ મંડાઈ હોય છે અમથી મુસાફરી. પોતાના જ પગથી સહેજે આગળ નજર ન જાય. બસ એમ જ પગલાં પછી પગલું મંડાતું જાય અને કોઈ માંડણી વિનાની ભોંય પર છપાતી રહે યાત્રા. પોતાને દાટી દેવાનાં તો હજાર હજાર કારણો આજુબાજુ હાજર જ હોય છે. એમાંથી ડોકું કાઢવાની ય ફુરસદ હોય તો વિચાર ફરકેને? પોતાને પણ ખબર ન પડે એમ ગરકાવ થઈ રહેવાનું ઘટમાળના ઘટાટોપમાં.

પરંતુ કોણ જાણે કોને આપણી ચિંતા છે કે આ બધી ભાંજગડ વચ્ચેથી ય ઓચિંતા ઝબકી જતા કોઈ વિચારકણ જેમ હાજર થઈ જાય છે અનાયાસ. માવજત કરતી હથેળી આવીને વીંઝાતા પવન વચ્ચે જાળવી લે છે ટમટમતા દીવાને. ઓલવાઈ જવાનું હાથવેંતમાં હોય છે ત્યાં જ ટકી રહેવાનું જોમ કોણ જાણે ક્યાંથી દિવેટમાં ઓચિન્તું ચડી આવે છે. કશીક નમનશીલતામાં મન કોઈ અજાયબ ભીનાશમાં ગરક થઈ રહે છે...

**રમણીક અગ્રાવત**

## અંગ્રેજીમાં લખતાં બે આરબ કવયિત્રીઓ

અનુવાદઃ હરીશ મીનાશ્રુ

### દીમા હીલાલ



(અંગ્રેજીમાં લખતાં આરબ કવયિત્રી- જન્મ બૈરુત, લેબેનોન, વસવાટ કેલિફોર્નિયા, યુ.એસ.એ.માં )

### ગાફેલ : પાપ ભૂલકણાપણાનું

ભૂમધ્ય કાંઠાનાં જન્મેલાં અમને
અમારી માઓ નવડાવતી કેસૂડાંનાં જળથી
જૈતુન અને દેવદારનાં વૃક્ષો મથતાં
અમને છાંયો આલવા
અમે આવ્યાં અમેરિકા, આ લોકો અમારા દેશને કહે છે
પૂર્વ, - મતલબ સાવ જુદો, અંધારિયો ને ગંધારો
અમે તરત વિસરી ગયાં કે
અમારી દાદીઓ વાળ હોળતી અમારી રીતે
હવે અમને ખપે છે અમારા વાળ રંગેલા આંખો ભૂરી ને ત્વચા ઊજળી
હવે અમને બાર્બી
વધારે સારી દેખાય છે શહ્રાજાદ[1]થી
અમને લાગે છે કે ફ્રેંચ અમને વધારે ભદ્ર દેખાડે છે એટલે
અમે અરસપરસનું અભિવાદન કરીએ છીએ બોન્જોર કહીને, સલામને બદલે
અમને સંસ્થાવાદી બનાવનારાઓની જબાનની મોહિનીમાં
અમે ભૂલી જઈએ છીએ કે કુરાન ગાઈ રહ્યું છે અરબીમાં

અમે જ્યારે આવ્યાં
અમારી આંગળીઓના નખ ખૂંપી ગયા હથેળીઓમાં
અમે જોતાં રહી ગયા અમારાં છોકરાંવના ફોટા
રબરની બુલેટોથી કોતરી કાઢેલા ડોળા
દસ વાગ્યાના ન્યૂઝમાં
તૂટેલા દાંતે લોહી થૂકતાં અમારાં ભાંડરડાંને
ને સીબીએસ ઠેરવતું એમને 'આતંકવાદીઓ'

હવે અમે મ્હોં ફેરવી લીધું છે
જખમો, તૂટેલાં હાડકાં, મૃતદેહોની સંખ્યા અને અંત્યેષ્ઠિઓ તરફથી

અમને ખબર પડી ગઈ કે અમારાથી કશું થઈ શકે તેમ નથી, જવા દો
અમે ભૂલી ચૂક્યાં છીએ કે એકવાર અમે ય ઊભેલાં એ જ ભૂમિ પર
જ્યાં તેઓ મરી રહ્યાં છે
અમે જોતાં રહીએ છીએ પશ્ચિમે પકડાવેલું પૅકેજ અરેબિયાનું
અમે છટકી જઈએ છીએ ક્લબોમાં
રંગેલા વાળવાળી બેલીનર્તકીને જોવા, -
લટકાળી ને લગભગ નિર્વસ્ત્ર
નામ જેનું જસ્મીન

અમે ખાઈએ છીએ રગડેદાર હમ્મસ[૨], એક ડીશના આઠ ડૉલરના ભાવે
ને કહીએ છીએ એકમેકને
કેટલી ખોટ સાલે છે જન્મભૂમિની, - ઘરની.

૧ શહ્રરાજાદ : અરેબિયન નાઈટ્સની વાર્તાઓ કહેનારી રાણીનું પાત્ર કે જે વાર્તાકથનકળા દ્વારા પોતાના પતિ અને પર્શિયન બાદશાહને રીઝવી લે છે.
૨ હમ્મસ : મગફળી, તલ, જૈતુનનું તેલ, લીંબુ ને લસણમાંથી બનેલી રગડા કે ચટણી જેવી એક મધ્યપૂર્વની વાનગી
ગફલત : ઇસ્લામ મુજબ ગફલાનો મતલબ થાય છે અલ્લાહને ભૂલી જવાનું, પોતાનાં દૈવી મૂળને ભૂલી જવાનું કે એ અંગે બેપરવાઈ સેવવાનું પાપ

## નાથાલિએ હાન્ડાલ



( અંગ્રેજીમાં લખતાં આરબ કવયિત્રી - લેખિકા - સાહિત્ય સંશોધક- જન્મ ૧૯૬૯. જુદા જુદા સમગ્ર યુ.એસ.એ. અને કેરેબિયન દ્વીપસમૂહમાં વસવાટ. હાલમાં બોસ્ટન અને લંડનમાં વસે છે. યુનિવર્સિટી ઑફ લંડનમાં ઈંગ્લિશ અને ડ્રામા વિભાગમાં સંશોધક, સમકાલીન આરબ કવયિત્રીઓનાં કાવ્યોના સંગ્રહનું સંપાદન કરેલું છે. )

### વિસારે પાડવો, પ્રેમ

હું ડરતી નથી પ્રેમ કરવાથી, હું ડરું છું પ્રિયજનને વિસરી જવાની વાતે
એટલે હું મારું નગ્ન શરીર છોડી જાઉં છું સંધ્યાઓ માટે
પવનલહરીઓ માટે સપ્ટેમ્બરની રાત્રિની, જે હેમંતથી ઝાઝી દૂર નથી
હું છોડી જાઉં છું મારાં ચુંબનો પીળાં ને લાલ પતંગિયાંઓ માટે
ભલે ઊડાઊડ કરતાં મારી ગેરહાજરીમાં
છોડી જાઉં છું મારી ઉત્કટ કવિતાઓ સરિતાઓ માટે
કે જેથી એ એને સંભળાવ્યા કરે વટેમારગુને
હું છોડી જાઉં છું મારી ગંધ મારા પુરાણા પ્રેમીઓ માટે
મારી કપોલકલ્પનાઓ એમને માટે , જેમને મેં એકાદવાર જ જોયાં
મારા રહસ્યો પુસ્તકોનાં પાનાંઓ વચ્ચે
છોડી જાઉં છું તંબુઓ, હાસ્યના ને જોડાજોડ રૂદનના
છોડી જાઉં છું બધાં જ ખીલતાં વૃક્ષો મારાં સ્વપ્નો માટે
જેથી કરીને એમને યાદ રહે કે સુખ છે નિસર્ગના ચરણોમાં
મૌન પણ હોઈ શકે પ્રેમ જેટલું જ પીડાદાયી
કે પ્રેમ પ્રસન્ન થાય છે પણ ક્યારેય પામતો નથી સંતુષ્ટિ
પ્રેમનું સુખ હોય તો ખરું, પણ ઝાઝું ટકતું નથી, તમારી શૈયામાંના પેલા અજનબીની જેમ
જે વાત તો એવી રીતે કરે છે જાણે તમને જાણે છે, પ્રેમ કરે છે
એ જાણવા છતાંય કે એ તમને ફરી ક્યારેય મળવાનો નથી
ને આપણે કોણ છીએ પ્રત્યેક રતિરાગ પછી, પ્રત્યેક પ્રેમી પછી ?
શું આપણે હજુય ડરીએ છીએ એ વાતે કે પ્રેમનો શો મતલબ છે આપણા માટે
હું આપણી વાત કરું છું કે જેઓ લાગણી ધરાવે છે મારા જેવી જ
હું માનું છું કે મારે બધું જ છોડી જવું જોઈએ કોઈકને માટે કોઈક જગ્યાએ
જેથી તેઓ સંભારી શકે મારા વતી.



## O યદા તદા ગઝલ



જિતુ પુરોહિત

મારા વતન બગસરાના આ કવિ સ્નેહી પરમારનો 'પીડાપર્યંત' (૨૦૦૪) પછીનો આ બીજો ગઝલસંગ્રહ છે. ભાઈ 'સ્નેહી' બગસરા મેઘાણી હાઇસ્કૂલમાં અંગ્રેજીના શિક્ષક તરીકે આવ્યા. ગઝલનાં બીજ તેમની ભીતર હતાં જ. બગસરાની ધરતીનું પોષણ પામી એ બીજ વૃક્ષ રૂપે પ્રગટ્યાં અને ગુજરાતી ભાષાને મળ્યા 'સ્નેહી' પરમાર.

'યદા તદા ગઝલ' સંગ્રહમાં કવિ પોતે જ લખે છે, "કવિતા મારે મન 'સ્વ'થી 'વિશ્વ'નો નહીં પરંતુ 'સ્વ'થી 'સ્વ'નો પ્રવાસ છે."

"કવિતા સાથે કામ પાડતી વખતે એટલું ચોક્કસ વિચાર્યું છે કે એમાં મારી કલમ દ્વારા કંઈ ઉમેરણ ન થઈ શકે તો કાંઈ નહીં પણ એમાં એ 'ઓછપ'નો ઉમેરો તો ન જ કરે."

શ્રી મહેંદ્રસિંહ પરમારે આ સંગ્રહની પ્રસ્તાવના લખી છે. તેઓ લખે છે, "આ કવિની કવિતામાંથી પેલો અદનો નાનો માણસ બરાબર ઊપસતો રહે છે. એમની લેખણ નાના જણની નૌકા જ નથી, આમ આદમી તરીકે જિવાયેલું જીવન અને વેદના અને આનંદ પણ અહીં બરાબર ગૂંથાતાં આવ્યાં છે."

તો આ કવિનો પરિચય આપતાં કવિ સંજુ વાળા લખે છે, "આ સર્જક પાસે શબ્દને, એના અર્થ-ભાવને તાગવાની પોતીકી દૃષ્ટિ છે. ભાષા નિયોજનની આગવી આવડત છે અને તાજગીપૂર્ણ રજૂઆતની કુશળતા છે. એનો કસબ એક ઠરેલ અને જાગૃત સર્જકે દાખવેલી કાવ્યસમજની સુરેખમુદ્રાઓમાં જઈ ઠરે છે."

આ સંગ્રહમાં કૂલ ૯૪ ગઝલો છે. અહીં 'હું સત્યનારાયણની કથામાં જાઉં છું', 'દીવો કરવાની ઇચ્છા છે તું હા કહે તો', જેવી લાંબી રદ્દીફો વાળી ગઝલો છે; તો 'Take is easy' અને 'Excuse me' જેવી અંગ્રેજી રદ્દીફોને પણ આ કવિએ કુનેહપૂર્વક પોતાની ગઝલોમાં નિભાવી છે. આ એમની કવિતાકસબનાં ઉત્તમ પ્રમાણો છે.

છંદોની વિવિધતા પણ નોંધપાત્ર છે. સંગ્રહની બધી જ ગઝલો સર્વાંગ સુંદર છે. આવો સુંદર સંગ્રહ ગુજરાતી ભાષાને આપવા બદલ આ કવિને અભિનંદન.

આવો, હવે માણીએ મને ગમતા આ કવિના કેટલાક શે'ર-

એનાથી મોટો શો વૈભવ !
તડકો સીધો ઘરમાં આવે
પકડ્યો છે પડછાયો સાધુ !
અજવાળું શું બથમાં આવે.

એકના બે ન થાય એવાં છે,
તોય મોહી પડાય એવાં છે;
એની સાથેના અણબનાવો પણ,
એક તોરણ ગૂંથાય એવાં છે;

ભીંતને પણ કાન હો તો શું થયું?
ભીંતને કંઈ જીભ થોડી હોય છે ?

એ વિચારે જ ઊંઘ આવે છે
મારી માથે મકાન ઊભું છે

એક નજરે આખું ઘર જોતું રહે છે,
તું ગરીબ ઘરમાં બચેલી તાંસળી છે .

એક ચૂલો વધે છે ઘરમાં તો,
થાંભલી થાય છે વધુ બુઢ્ઢી .



સુખને દીધું છે રમવા હૃદય એ રીતે અમે
બાળકને દઈ રમકડાં, ઘરે આવતાં કર્યાં
પ્રગટી ગઈ જે પીડ તે પસ્તી થઈ ગઈ,
અંદર રહી ગઈ તો એણે લાખના કર્યાં.

બેશક કલમનું વાંઝિયું હોવું મને ગમે,
કિંતુ એ પ્રસવે લાશ મને પરવડે નહીં.

એક જ પળ માટે સામેની બારી ખૂલે,
એ માટે આખ્ખો દહાડો તપ કરવાનું?

એટલો લાયક ખરો કે હું અહીં બેસી શકું ?
એટલું પોતાને પૂછ્યું હોય તે બેસે અહીં
જે ક્ષણે પોતાને પૂછ્યું હોય ને બીજી ક્ષણે
આ સભામાંથી જે ઊઠ્યું હોય તે બેસે અહીં

**0 'યદા તદા ગઝલ' (ગઝલસંગ્રહ), કવિ : સ્નેહી પરમાર, પ્રકાશક : દર્શક ફાઉંડેશન.**

વિતરક : રંગદ્વાર પ્રકાશન, જી,૧૫, યુનિવર્સિટી પ્લાઝા, દાદા સાહેબના બંગલા પાસે, નવરંગ પુરા, અમદાવાદ

કવિસંપર્ક : ૯૪૨૭૨૮૩૩૮૧

## o આ અંકના ફોટોકલાકાર



આસામના લખમીપુર જિલ્લાના ઘીલમારામાં જન્મેલા બિનોય બી ગોગોઈ ( Binoy B Gogoi ) વ્યવસાયે શિક્ષક છે. તેઓ ગૌહાટીમાં જતિયાવિદ્યાલયમાં અંગ્રેજી ભણાવે છે. ફોટોગ્રાફિનો શોખ ૨૦૦૧થી લાગ્યો અને ૨૦૧૨થી સતત ગંભીરતાથી કામ કરી રહ્યા છે. તેઓ ફોટોગ્રાફિના લગભગ દરેક પ્રકારમાં રસ ધરાવે છે પણ શ્વેત- શ્યામ માધ્યમ તમને વધુ આકર્ષે છે. હાલ તેઓ ફોટોગ્રાફિ ક્લબ ઑફ આસામ ( ભારતની સહુથી મોટી ફોટોગ્રાફી ક્લબ) ના ખજાનચી તરીકે પ્રવૃત્ત છે. તેઓ માને છે કે શીખતા રહેવાની પ્રક્રિયા ક્યારેય પૂરી થવી ન જોઈએ. આ અગાઉ 'નિસ્યંદન'ના અસમિયા કાવ્ય- વિશેષાંકમાં પણ તેમનું કામ પ્રદર્શિત થયું હતું.

તેમનું કામ વેબસાઈટ www.500px.com, https://www.flickr.com, તથા facebook, પર માણી શકાય છ
.

## ફોટો-કોલાજ

કવિ સંમેલનોને સભાગૃહોની ચાર દીવાલોમાંથી બહાર કાઢવાનો એક નાનકડો પ્રયાસ તાજેતરમાં અમદાવાદ ખાતે ( ગુજરાતવિદ્યાપીઠની સામે ખાડાવાળી ચાની કિટલી પર તા. ૨૭/૧૧/૨૦૧૬ના રોજ ) કરવામાં આવ્યો. સોશિયલોજિસ્ટ હેબરમાસને અનુસરતા આ 'કિટલી પર કવિસંમેલન'નું આયોજન ઉમેશ સોલંકીએ કર્યું. જેમાં ઉપેન્દ્ર બારોટ, વજેસિંહ પારગી, જયેશ સોલંકી, અનિષ કારંગે વગેરે કવિઓએ 'બીજી ધારાની કવિતાઓ' રજુ કરી. સંચાલન જયસુખ વાઘેલાએ કર્યું. પ્રકાશ ન, શહ તથા મનીષી જાનીની વિશેષ ઉપસ્થિતિ હતી. અહીં શ્રોતાઓ અને કવિઓ એક જ ભૂતલ પર હતા. મુખ્ય ધારાની કવિતાઓ માટે પણ આવાં કવિ સંમેલનો વિચારવા જેવાં ખરાં ...

( કાર્યક્રમની નાનકડી ઝલક : https://m.youtube.com/watch?v=ndYfIKe5yXo પર )















કવિ શ્રી કમલ વોરા ગુજરાતી કવિતાના શાંત પ્રવાસી છે. તેમના કાવ્યસંગ્રહ 'અનેકએક'ને સને ૨૦૧૬નો સાહિત્ય અકાદમી દિલ્લીનો પુરસ્કાર આપવાની જાહેરાત થઇ છે.

## કોરા કાગળ

•

૧

કોરા કાગળથી રૂડું
પારદર્શક
પવિત્ર
સાચું
સુંદર...
કશું નથી

૨

હે સ્વજન...
કોરા પરબીડિયામાં
કોરો કાગળ બીડું છું
વાતો વેરી નાખે
શબ્દો ચડાવે ચકરાવે
અર્થો
ઓળખ પાડી પાડી જૂદું પાડે
હે સ્વજન... આવ
આવ... આ કોરી વાટે
કોરેકોરા
મળીએ

૩

કાળ
લુપ્ત કરે છે જ્ઞાનને
અજ્ઞાનને
ભાન અરભાન શબ્દસંધાનને
નામને
હાડ માંસ ચામને
કામ ક્રોધ લોભ મોહ મદ મત્સરને
પથ્થર ઈંટ ઈમારતોને
વસાહતોને
નગર નગરપતિને
રાઈ રજકણ પહાડ આદિને
કાળ
શનૈઃ શનૈઃ
મુક્ત કરે છે
આખરે સંક્રમી
હું કાગળ
કોરો રાખું છું.

કમલ વોરા

('કોરા કાગળ' કાવ્યગુચ્છમાં ત્રણ કાવ્યો)

**'અનેકએક' વિષે :**

આ સંગ્રહની રચનાઓ એક-થી અનેક-ની દિશામાં છે, એક-ના શકલ છેઅથવા તમામ શકલથી . એક-ની રચના થઇ છે અથવા . એમ સમજો કે એવા એક-થી જ અનેકએક છે અથવા અનેકએક સ્વયં એક છે.

**સુમન શાહ**